# વર્ધમાન તપ પદ્યાવળી.

આ લઘુ પુસ્તકમાં વર્ધમાન તપની
ઓળીની વિધિ તથા તેનાં ચૈત્યવંદનો
સ્તવનો, સ્તુતિઓ તથા સજઝાયોનો
સમાવેશ થાય છે.

કર્તા

મુનિરાજ શ્રી રત્નવિજયજી

યોજકો

શા. હીરાચંદ કકલભાઇ અને
સાણંદ નિવાસી શા. રાઘવજી હુકમચંદ.

નકલ ૬૦૦
સંવત ૧૯૭૬  સને ૧૯૧૯
મૂલ્ય અમૂલ્ય.

# પ્રસ્તાવના.

---

પરમકારૂણિક શ્રીજિનેશ્વર દેવોએ ભવ્ય પ્રાણિઓના ઉદ્ધાર માટે દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારે ધર્મની પ્રરૂપણા કરી છે. તેમાં પણ તપો ધર્મ અત્યંત દુષ્કર છે. કેમકે દુઃસાધ્ય એવાં કાર્યો પણ તેનાથીજ ક્ષણ માત્રમાં થઇ શકે છે. કર્મરૂપી કાષ્ટને બાળવામાં તપ એ અગ્નિ સમાન છે. નિકાચિત કર્મોનો નાશ તેની સહાયતાથી બની શકે છે. અદ્ભુત પ્રકારની શક્તિયો, અનેક પ્રકારની લબ્ધિયો અને સિદ્ધિયો તે તપો ધર્મની આરાધનાથી સરલતાથી મેળવી શકાય છે. તપની શક્તિ અચિંતનીય છે. તપરૂપી કલ્પવૃક્ષની શોભાથી અનેક મુમુક્ષુ જીવો આ–લોકમાં શ્રેષ્ઠ સમૃદ્ધિ અને પરલોકમાં સ્વર્ગાદિનો વૈભવ યાવત્ મોક્ષના અક્ષય સુખને મેળવી શક્યા છે, મેળવે છે, અને મેળવશે.

ચક્રવર્તિયો, વાસુદેવો પણ પોતે દિગ્વિજય માટે પ્રયાણ કરવાના પ્રારંભમાં તપરૂપ ભાવ મંગલનો આશ્રય લઈ દેવાદિને વશ કરે છે.

તીર્થંકરો પણ પોતાની તેજ ભવમાં સિદ્ધિગતિ જાણતા છતાં પણ દુષ્કર તપ કરે છે. અને દીક્ષા, કેવળ અને મોક્ષ, તપ આદરીનેજ ગ્રહણ કરે છે. તપનો મહિમા અને આવશ્યકતા આ ઉપરથી સહેજ સમજાય છે. પરંતુ તે તપ નિષ્કપટપણે વિધિ સહિત સમતાભાવ પૂર્વક આચરવાથીજ યથેષ્ટ કાર્યની સિદ્ધિમાં ફળીભુત નીવડે છે. તપના માહાત્મ્ય ઉપર અનેક આચાર્યોએ અનેક ગ્રંથો લખ્યા છે. પ્રસ્તુતમાં તે સંબંધી વિવેચન અપ્રાસાંગિક ગણાવાના ભયથી વિશેષ ઉલ્લેખ નહિ કરતાં તે તે ગ્રંથોને વાંચવાની જિજ્ઞાસુઓને ભલામણ કરવામાં આવે છે.

શાસ્ત્રોમાં તપના ૧૨૩ ભેદો જણાવેલા છે.

તેમાં અત્યંત ઉગ્ર અને મોટું 'આંબિલ વર્ધમાન' તપ ગણાય છે. અંતગડસૂત્ર, આચાર દિનકર ઈત્યાદિ ગ્રંથોમાં તેનો મહિમા અધિક વર્ણવ્યો છે. શ્રીચંદ્રકેવલી એ તપના પ્રભાવથીજ આશ્ચર્યકારક સમૃદ્ધિ મેળવી શક્યા હતા. શ્રીચંદ્રકેવલિનાં ચરિત્ર અનેક આચાર્યોએ પ્રાકૃત–સંસ્કૃતમાં પદ્ય–ગદ્ય તરીકે રચેલાં છે. શ્રીસિદ્ધર્ષિવિરચિત ચરિત્રને અનુસારે જ્ઞાનવિમલ સૂરિજીએ મનોહર શ્રીચંદ્રકેવલિ રાસ બનાવ્યો છે. તે શ્રાવક ભીમશી માણેક તરફથી છપાયેલ છે. અને તે રાસ ઉપરથી જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગે આનંદમંદિર નોવેલરૂપે ચંદ્રકેવલિ ચરિત્ર છપાવેલ છે. સંસ્કૃત ગ્રંથ શ્રાવક પં. હિરાલાલ હંસરાજ તરફથી પ્રસિદ્ધ થયેલ છે. તે ગ્રંથો વાંચવાથી આ તપનો પ્રભાવ માલુમ પડશે.

આ નાની પણ ઉપયોગી બુકમાં તે તપો-

ધર્મને પુષ્ટિ આપનાર, તેની વિધિ અને માહાત્મ્યને સૂચવનાર મધુર અને સરલ ભાષામાં ચૈત્યવંદન, સ્તવન, સ્તુતિ, અને સઝાયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કે જે– આંબિલ વર્ધમાન તપના આરાધક જીવોને ઘણાં ઉપકારક છે. આ બુકને રચવામાં શાસ્ત્ર વિશારદ–જૈનાચાર્ય શ્રી વિજય ધર્મ સૂરીશ્વરજીના શિષ્ય અધ્યાત્મરસિક મુનિ મહારાજશ્રી રત્નવિજયજીએ પરિશ્રમ લીધો છે. તેથી આ સ્થળે તેમનો ઉપકાર માનવામાં આવે છે. આ બુકનું વાંચન મનન કરી તપોધર્મની આરાધના કરી આ ગ્રંથના બનાવનારના પ્રયાસને સફળ કરો એવી આશા સાથે વિરમીએ છીએ.

લે. પ્રકાશકો.



# વર્ધમાન તપની ઓળી કરવાની વિધિ.



પહેલું ૧ આંબીલ પછી ઉપવાસ, પછી બે આંબીલ કરી ઉપવાસ, પછી ત્રણ આંબીલ ઉપર ૧ ઉપવાસ, પછી ચાર આંબીલ ઉપર ઉપવાસ, પછી પાંચ આંબીલ ઉપર ઉપવાસ કરવો. આ પાંચ ઓળીઓ તો લાગટ કરવી. પછી છ આંબીલ ઉપર ઉપવાસ કરવો. વળી વીસામો લેઇ સાત આંબીલ કરી ઉપર ઉપવાસ કરે એમ ચઢતાં ચઢતાં છેવટ ૧૦૦ આંબીલ ઉપર ઉપવાસ કરવો. ત્યારે આ ઓળી પુરી થાય આ ઓળી

સંપુર્ણ ભાવથી કરે તો તીર્થંકર નામ કર્મ બાંધે.

આ તપના દિવસોમાં ગુણણુ કાઉસગ્ગ તથા ખમાસમણાં દેવાનો વિધિ નીચે મુજબ

ૐ હ્રીં નમો તવસ્સ અથવા ૐ હ્રીં નમો અરિહંતાણં કે ૐ હ્રીં નમોસિદ્ધાણં એ પદમાંથી ગમે તે પદની નોકારવાળી ૨૦ ગણવી.

ખમાસમણાં ૧૨ દેવાં તેની રીત.

જો ૐ હ્રીં નમો તવસ્સ એ પદથી ગુણણું ગણે તો આ દૂહો બોલવો.

દુહો

કર્મ ખપાવે ચીકણાં, ભાવ મંગળ તપ જાણ; પચ્ચાસ લબ્ધિ ઉપજે. જય જય તપ ગુણ ખાંણ ॥ તપ પદ કેવું છે,

ઉજ્વળ વર્ણે છે. બાર ભેદે સહિત છે તે તપને મારો નમસ્કાર હોજો. એમ કહી ઇચ્છામિ ખમાસમણો૦ કહેવું. એ રીતે બાર ખમાસમણાં લેવાં અને બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો.

જો ॐ ह्रीँ नमो अरिहंताणं એ પદથી ગુણણું ગણે તો નીચે મુજબ દુહો બોલવો.

પરમપંચ પરમેષ્ટીમાં, પરમેશ્વર ભગવાન ॥ ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ ॥ ૧ ॥ અરિહંત ભગવાન કેવા છે? શ્વેત વર્ણે છે; બાર ગુણે સહિત છે તેવા અરિહંત ભગવાનને મારો નમસ્કાર હોજો. ઇચ્છામિ ખમાસમણો વંદિઉં ૦॥ અને બાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

જો 'ॐ ह्रीँ नमो सिद्धाणं ' એ પદથી ગુણણું ગણે તો ખમાસમણાં આઠ દેવાં તેનો દુહો.

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજ્જાસ ॥ અષ્ટ કર્મ મળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ ॥ ૧ ॥

સિદ્ધપદ કેવું છે? રકત વર્ણે છે આઠ ગુણે કરી સહીત છે. પુજવા યોગ્ય છે. ધ્યાવવા યોગ્ય છે એવા સિદ્ધ પદને મારો નમસ્કાર હોજો. ઇચ્છામિ ખમાસણો વંદિઉં ॥ કાઉસગ્ગ આઠ લોગસ્સનો કરવો.

આ ત્રણ રીતમાંથી ગમે તે એક રીતે ખમાસમણાં, કાઉસગ્ગ, ગુણણું ગણે

## ચૈત્યવંદનો.

વર્ધમાન જિન પતિનમી, વર્ધમાન

તપ નામ, ઓળી આંબેલની કરૂં, વર્ધ-
માન પરિણામ ।૧। એકાદિ આયત
શત; ઓળી સંખ્યા થાય. કર્મ નિકાચિ
તોડવા, વજ્ર સમાન ગણાય ।૨। ચૌદ
વરસ ત્રણ માસની સંખ્યા દિનની વીસ ॥
યથા વિધિ આરાધતાં, ધર્મ રતન પદ
ઇશ ॥ ૩ ॥ ॥ ૨ જું ॥

વર્ધમાન જિન ઉપદિસે, વર્ધમાન તપસાર;
કરવું વિધિ જોગે સદા, કઠણ કર્મ સંહાર.૧
એકકું આંબિલ વધે, યાવત સત પરિમાણ;
સાધિક ચઉદે વર્ષમાં, પુરણ ગુણ મણિખાણ.
તપ મંદિરની ઉપરેએ, શોભે શિખર સમાન;
ધર્મ રત્ન તપસા કરી, પામે પદ નિર્વાણ. ૩

॥ ૩ જું ॥

ત્રિગડે ત્રિભુવન વાલહો, ભાંખે તપના ભેદ;

એકશો તેવીસ મુખ્યછે, કરવા કર્મ વિચ્છેદ. ૧
તેમાં પણ ધુર મોટકો, મહાઉગ્ર તપ એહ;
શુરવીર કોઇ આદરે, નિર્મલ થાશે દેહ. ૨
રોગ વિઘન દુરે કરેએ, ઉપજે લબ્ધિ અનેક;
ક્ષમા સહીત આરાધતાં, ધર્મ રત્ન સુવિવેક. ૩

॥ ૪ થું ॥

બેકર જોડી પ્રણમીયે, વર્ધમાન તપ ધર્મ;
ત્રિકરણ શુધ્ધે પાળતાં; ટાલે નિકાચીત કર્મ. ૧
વર્ધમાન તપ સેવીને, કેઇ પામ્યા ભવપાર;
અંતગડ સૂત્રે વર્ણવ્યા, વંદુવારંવાર. ૨
અંતરાય પંચક ટલે એ, બાંધે જિનવર ગોત્ર;
નમો નમો તપરત્નને પ્રગટે આતમ જ્યોત ૩

॥ ૫ મું ॥

વર્ધમાન જિન પ્રતિ નમી, વર્ધમાન તપ નામ;
ઓળીઆંબિલની કરૂ, વર્ધમાન પરિણામ. ૧

એકાદિ યાવત સત. ઓળી સંખ્યા થાય:
કર્મ નીકાચીત તોડવા, વજ્ર સમાન ગણાય. ૨
ચૌદવર્ષ ત્રણ માસનીએ, સંખ્યા દિનનીવીસ
યથા વીધ આરાધતાં, ધર્મ રત્ન પદ ઇશ. ૩

॥ ૬ ડું ॥

જો ધૂરી સીરી અરિહંત, મુલદઢ પીઠ પઇઠ્ઠિયો;
સિદ્ધસૂરિઉવઝાય સાહુ, ચીહુ પાસ ગરીઠ્ઠીયો
દંસણ નાણ ચારિત્ત તવહી, પડિસાહા સુંદરૂં
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂપયદલ દુબરૂં. ૨
દીશી પાલ જખ્ખ જખ્ખણી,
પમુહ સુર કુસુમેહિં અલંક્રીયો;
સો સિદ્ધ ચક્ક ગુરૂ કલ્પતરૂ,
અમ મન વંછીય ફલ દીયો. ૩

# " વર્ધમાન તપનું સ્તવન. "

॥ ઢાળ ૧ ॥

(જિમ જિમ એ ગિરિ ભેટીએ રે એ દેશી.)

જિમ જિમ એ તપ કીજીએરે, તિમ તિમ ભવ પરિપાક સલુણા; નિકટ ભવિ જીવ જાણવોરે, ઇમ ગીતારથ સાખ. ॥ સલુ૦ ॥ જિ૦ ॥ ૧ ॥ આંબિલ તપ વિધિ સાંભલોરે, વર્ધમાન ગુણ ખાણ ॥ સલુ૦॥ પાપ મલ ક્ષય કારણેરે, કતક ફલ ઉપમાન ॥ સ૦ જિ૦ ॥ ૨ ॥ શુભ મુહુર્ત શુભ યોગમાં રે. સદ્ગુરૂ નાંદિયોગ ॥સ૦॥ આંબિલ તપ પદ ઉચ્ચરીરે, આરાધો અનુયોગ ॥ સ૦ ॥ જિ૦ ॥ ૩ ॥ ગુરૂ મુખ આંબિલ ઉચ્ચરીરે, પૂજી પ્રતિમા સાર ॥ સ૦ ॥ નવ પદની પુજા ભણીરે, માગો પદ અણ-

હાર ॥ સ૦ જિમ૦ ॥ ૪ ॥ ષટ રસ ભો-
જન ત્યાગવારે, ભૂમિ સંથારો પ્રાય ॥
સ૦ જિમ૦ ॥ ૫ ॥ તપ પદની આરાધ-
નારે, કાઉસગ્ગ લોગસ્સ બાર ॥ સ૦ ॥
ખમાસમણાં બાર આપવારે, ગુંણણું દોય
હજાર ॥ સ૦ જિમ૦ ॥ ૬ ॥ અથવા સિદ્ધ
પદ આશ્રયીરે, કાઉસગ્ગ લોગસ આઠ ॥
સ૦॥ ખમાસમણાં આઠ જાણવાંરે, નમો
સિદ્ધાણં પાઠ ॥ સ૦ જિમ૦ ॥૭॥ બીજે
દિન અપવાસમાંરે, પૌષધાદિ વ્રત યુક્ત॥
સ૦॥ પડિક્કમણાદિ ક્રિયા કરીરે, ભાવના
પરિમલ યુક્ત ॥ સ૦ જિમ૦ ॥૮॥ ઇમ
આરાધો ભાવથીરે,વિધિ પૂર્વક ધરી પ્રેમ॥
સ૦ ॥ ભાવો ધ્યાવો ભવિજનારે, ધર્મ
રત્ન પદ એમ ॥ સ૦ જિમ૦ ॥ ૯ ॥

## ઢાળ બીજી

(નવપદ ધરજ્યો ધ્યાન ભાવિકજન એ રાગ.)

તપ પદ ધરજ્યો ધ્યાન ભવિક તમે તપપદ ધરજ્યો ધ્યાન ॥ નામે શ્રી વર્ધમાન ભવિક૦ દિનદિન ચઢતેવાન ભવિક૦ ॥ સેવો થઈ સાવધાન ભ૦ તપપદ ધરજ્યો ધ્યાન, પ્રથમ ઓળી એમ પાળીનેરે, બીજીએ આંબિલ દોય ॥ભ૦॥ ત્રીજીએ ત્રણ ચોથી ચાર છે રે, અપવાસાંતર હોય ॥ ભ૦ ॥ ૧ ॥ ઇમ સો આંબિલ વ્રતનીરે, સોમી ઓળી થાય ॥ ભ૦ ॥ શક્તિ અભાવે આંતરેરે, વિશ્રામે પહોંચાય ॥ભ૦॥ ૨॥ ચઉદ વર્ષ ત્રણ માસનીરે, ઉપર સંખ્યાવીશ ॥ ભ૦ ॥ કાળમાન એજાણવુ રે, કહે વીર જગદીશ ॥ ભ૦ ॥ ૩ ॥

અંતગડ અંગે વર્ણવ્યું રે, આચારદિન કર લેખ ॥ ભ૦ ॥ ગ્રંથાંતરથી જાણવું રે, એ તપનું ઉલ્લેખ ॥ભ૦॥ ૪ ॥ પાંચ હજાર પચ્ચાસ છેરે, આંબિલ સંખ્યા સર્વ ॥ભ૦॥ સંખ્યા સો ઉપવાસનીરે, તપમાં ન કરો ગર્વ ॥ભ૦॥૫॥ મહાસેન કૃષ્ણા સાધ્વીરે, વર્ધમાન તપ કીધ ॥ભ૦॥ અંતગડ કેવળ પામીનેરે, અજરામર પદ લીધ ॥ભ૦ ત૦॥૬॥ શ્રીચંદ કેવળી એ તપ સેવી, પામ્યા પદ નિર્વાણ ॥ ભ૦ ॥ ધર્મરત્ન પદ પામવારે, એ ઉત્તમ અનુ-ષ્ઠાન ॥ભ૦ ત૦॥૭॥

ઢાળ ત્રીજી.

(નર ભવ નગર સોહામણું વણઝારારે. એ રાગ.)

જિન ધર્મ નંદન વન ભલો, રાજહં-

સારે, તપ સુરતરૂ ઉપમાન અહો રાજહં-
સારે ।। શીતળ છાયા સેવીને રા૦ પ્રાણી
તું થા સાવધાન. અહો ।। રા૦।। ૧ ।।
અમ્રત ફળ આસ્વાદીને, રા૦ કાઢ અના-
દિની ભુખ અહો૦ ।। ભવપરિભ્રમણા
ભંઞતું, રા૦ ।। અવસર પામી ન ચુક ।।
અહો રા૦।।૨।। શત શાખાથી શોભતો રા૦।।
પાંચ હજાર પચાસ ।। અહો૦।। આંબિલ
ફુલે અલંકર્યો રા૦ અક્ષય પદ ફલતાસ ।।
અહો ।। રા૦ ।। ૩ ।। વિમલેશ્વર સુરસા-
નિધ્યે રા૦ તું નિર્ભય થયો આજ; ।।અહો।।
કૃત કૃત્ય થઇ માગતું, રા૦ અકલ સ્વરૂપી
રાજ ।। અહો૦ રા૦ ।। ૪ ।। વિગ્રહ ગતિ
વોસરાવીને રા૦ લોકાગ્રેકરવાસ ।। અ૦।।
ધન્ય તું કૃત પુણ્ય તું, રા૦ સિદ્ધ સ્વરૂપ

પ્રકાશ ॥અહો૦ રા૦॥૫॥ તપ ચિંતવણી
કાઉસગ્ગે ॥ રા૦॥ વીર તપોધન ધ્યાવ ॥
અહો૦॥મહાસેન કૃષ્ણા સાધ્વી,રાજ૦॥શ્રી
ચંદ ભવજળ નાવ ॥અહો૦ રા૦॥૬॥સૂરી
શ્રી જગચંદ્રજી, રા૦ હીરવિજય ગુરૂહીર ॥
અહો૦॥ મલ્લવાદી પ્રભુ કુરગડુ ॥રા૦॥
આર્ય સુહસ્તીવીર ॥ અહો૦ રા૦॥૭॥
પારંગત તપ જલધિના ॥રા૦॥ જે જે થયા
અણગાર ॥અહો૦॥ જીત્યા જિહ્વા સ્વા-
દને ॥રા૦॥ ધન્ય ધન્ય તસઅવતાર ॥
અહો૦ રા૦॥૮॥ એક આંબિલટુટસે ॥રા૦
એક હજાર ક્રોડ વર્ષ ॥અહો૦॥ દસ હ-
જાર કોડ વર્ષનું ॥રા૦॥ અપવાસે નરક
આયુષ્ય ॥અહો૦ રા૦॥૯॥ તપ સુદર્શન
ચક્રથી ॥રા૦॥ કરો કર્મનો નાશ॥અહો૦॥

ધર્મ રત્ન પદ પામવા ॥રા૦॥ આદરો તપ અભ્યાસ ॥ અહો૦ રા૦ ॥ ૧૦ ॥

કળસ.

તપ આરાધન ધરમ સાધન વરધમાન તપ પરગડો, મન કામના સહુ પુરવાને; સર્વ થાએ સુરઘડો; અતિદાનથી શુભ ધ્યાનથી, ભવીક જીવ એ તપશા કરો. શ્રીવિજય ધરમ સુરીશ સેવક, રત્ન વિજય કહે શિવવરો ॥ઇતિ વર્ધમાનતપસ્તવન ॥

## વર્ધમાન તપની થોયો.

વર્ધમાન ઓલીકરો, ભવભવ પાતિક પરીહરો ॥ વર્ધમાન જીન પામીને, દુર કરો સહુ ખામીને ॥ ૧ ॥ વર્ધમાનાદિક જિન તર્યા, પુર્વ ભવે જે તપ કર્યા ॥ તે

તપ મુજને ફળ આપો, આહારાદિક સં-
જ્ઞાકાપો ॥ ૨ ॥ અંતગડ આચાર દિનકરૂ,
શ્રીચંદ્રચરિત્ર આદરૂ ॥ તપ કુલકાદિક
ગ્રંથ જે, તપ સાધનના પંથ છે ॥ ૩ ॥
તપગચ્છ નંદન સુરતરૂ શ્રીવિજય ધર્મ
સૂરિશ્વરૂ ॥ રત્ન વિજય સુખ દાયીકા,
સ્હાય કરે સિદ્ધાયિકા ॥ ૪ ॥

થોય જોડો ૨ જો.

વર્ધમાન તપ ઓલી પાળું, ત્રિવિધે
ત્રિવિધે પાતિક ટાળું ॥ શરીર અને જીવ-
ભિન્ન નિહાલું. શ્રાવક ગુણ ઠાણું અજ-
વાલું ॥૧॥ અતીત અનાગતને વર્તમાન
ત્રિગડે બેશી કરે વખાણ ॥ કોઇ નહિ એ
તપની તોલે, વીશ વિહરમાન ઇમ બોલે
॥ ૨ ॥ અંત ગડ આગમની વાણી, આ-

ચાર દિનકર ગ્રંથ નિશાની ॥ તપ સૂરા અણગાર કહીજે, પૂજી પ્રણમી લાહો લીજે ॥ ૩ ॥ શાસન સુરવર કરે સહાય:, તપસી નરના પૂજે પાયા ॥ વિમલેશ્વર વર યક્ષ પ્રસન્ન, ધર્મ રત્નનાં કરે જતન, ॥૪॥

વર્ધમાન આંબિલ તપ આદરો, ચોવીશ જિનની પૂજના કરો ॥ અંતગડ આગમ સુણો વખાણ, સિદ્ધાઇ દેવી કરે કલ્યાણ ॥૧॥(આથુઈ ચાર વાર કહેવાશે )

શ્રી વર્ધમાન તપ સ્વાધ્યાય. ॥ ૧ ॥

પ્રભુતુજ શાસન અતિ ભલુ, તેમાં ભલુ તપ એહરે. સમતા ભાવે સેવતા, જલદી લહે શિવ ગેહરે ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ ખટ રસ તજી ભોજન કરે, વિગય

કરે ખટ દુર રે, ખટપટ સઘળી પરિહરી, કર્મ કરે ચકચુરરે. પ્રભુ૦ ॥૨॥ પડિકમણા દોય ટંકનાં, પોષધ વ્રત્ત ઉપવાસરે; નિયમ ચિતારે સર્વદા, જ્ઞાન ધ્યાન સુવિલાસરે. પ્રભુ૦ ॥ ૩ ॥ દેહને દુઃખ દેવા થકી, મહા ફળ પ્રભુ ભાખેરે, ખડગ ધારા વ્રત એ સહી, આગમ અંત ગડ સાખેરે. પ્રભુ૦॥૪॥ ચઉદ વર્ષ સાધિક હોવે. એ તપનું પરિમાણરે, દેહનાં દંડ દુરે કરે. તપચિંતામણિ જાણરે. પ્રભુ૦॥૫॥ સુલભ બોધી જીવને, એ તપ ઉદયે આવેરે, શાસન સુર સાનિધ્ય કરે, ધર્મ રત્ન પદ પાવેરે. પ્રભુ૦ ॥૬॥



# સજ્ઝાય (૨).

પ્રીતમ સેંતી વીનવે, પ્રમદા ગુણની ખાણ મેરેલાલ ।। અવસર આવ્યો સાહેબા, કરશું તપ વર્ધમાન. મેરેલાલ. આંબિલ તપ મહિમા.સુણો.૧બહોત ગઇ થોડી રહી, કીધા બહુલા સ્વાદ:મેરેલાલ. પિંડ પોષીયો લાલચે હવે છોડો ઉન્માદ મેરેલાલ. આંબિલ તપ૦ ।।૨।। સાડી ત્રણ કોડ રોમ છે, પોણા બે બે રોગ મેરેલાલ, દેહનાં દંડ છે એટલા, દુર કરો સબ રોગ મેરેલાલ. આંબિલ તપ૦ ।। ૩ ।। ષટ કોટિની ઉપરે, સાડા બાર લાખ પરમાણ મેરેલાલ. આંબિલ તપ૦ ।।૪।। આંબિલ તીવ્ર હુતાશને, કાયા કંચન વાન મેરેલાલ

આંબિલ૦ ॥ ૫ ॥ સવાચઉદ વર્ષાં લગે, એકાધિક સતમાન મે૦ ખડગ ધારા વ્રત પાલશું, ધરશું જિનવર આણ મે૦ આંબિલ તપ૦ ॥૬॥ નાણ મંડાવી ભાવશું, સામી સામણ સાથ મે૦ ॥ ઉજમણા કરવાં ભલાં, પૂજશું ત્રિભુવન નાથ મે૦ આંબિલ તપ૦ ॥ ૭ ॥ નિયાણાં કરશું નહિ, સમતા ભાવ ઉદાર મે૦ ॥ ધર્મ રત્ન આરાધવા, અમૃત ક્રિયા વિચાર મે૦ આંબિલ ॥ ૮ ॥

સજ્ઝાય ॥૩॥

જિમ જિમ એ તપકીજીએરે, તિમ તિમ પાપ પુલાય સલુણા ॥ આલસ તજી ઉદ્યમ કરેરે, ઉપાદાન શુદ્ધ થાય સલુણા ॥ વર્ધમાન તપ કીજીએરે ॥ લીજીએ નર-

ભવ લાભ સલુણા ।। ૧ ।। એકેકું વધતાં
થકાંરે, સો આંબિલ સમુદાય ।।સલુણા।।
સો ઉપવાસ સંખ્યા થસેરે, પાતિક દૂર
પલાય ।। સલુણા।। વર્ધમાન તપ કીજીએ
રે ।।૨।। ચઉદ વર્ષ ત્રણ માસનેરે, વિશ
દિવસ હિતકાર સલુણા ।। પાંચ હજાર
પચાસ છેરે, સર્વ દિવસ તપધાર સલુણા ।।
વર્ધમાન તપ કીજીએરે।।૩।। નમો તવસ્સ
પદ જાપનીરે, દોય હજાર પ્રમાણ સલુણા ।।
બાર લોગસ્સ કાઉસગ્ગ કરોરે, યથા શ-
ક્તિ અનુમાન સલુણા ।। વર્ધમાન ।।૪।।
વિધિ પૂર્વક આરાધવારે, ઉજમણો ફળ
જોય સલુણા; સુલભ બોધીજીવનેરે, ધર્મ
રત્ન શિવ હોય સલુણા ।।વર્ધમાન ।।૫।।

## સ્વાધ્યાય ૪

મોરા સાહિબ હો, શીતળ નાથકે, અરજ સુણો એક માહરી એ દેશી.

મોરા ચેતનહો કહુ અનુભવ વાત કે સાંભલ સ્થીર થઇ મિત્ર તું જીમ પામે હો, તું શિવસુખ સારકે, ક્ષણમાં હોય પવિત્ર તું ॥૧॥ તપ આંબિલ હો, કરજે વર્ધમાન કે, વિઘ્નવિહારણ કેશરી॥૨॥અષ્ટ સિદ્ધિ હો, અણિમાદિક થાય કે, પ્રગટે ઋદ્ધિ પરમેશ્વરી ॥૨॥ભય સાને હો કે દૂર પલાયકે આંબિલે બળીનહિ દારિદ્ર દેવસાનિધ્ય હો કરે હરે સહુ કષ્ટકે મંત્ર તંત્ર ફળકારકા ॥૩॥મયણા સુંદરી હો શ્રીપાળ નરેશ કે એ તપથી સુખીઆ થયા ॥ કેઇ સેવ્યો હો એ તપ સુર વૃક્ષકે, યુક્તિ મુક્તિ પદવી લહ્યા ॥૪॥ નર-

કારસી હોતોડે એકશો વર્ષ કે, નરકાયુ સુર-
નુકરે ॥ તોડે પોરશી હો વર્ષ એક હજાર
કે, અયુત સાઢ પોરસી હરે ॥૫॥ એકલાખ
હોપુરીમઢ્ઢ હરંતકે, એકાશન દશ લાખનું ॥
નીવી કરતાં હો ક્રોડ એક કપાયકે, એકલ
ઠાણું દશ ક્રોડનું ॥૬॥ કાપે સો ક્રોડ હો
વર્ષ એકલ દત્તિકે, હજાર કોડ વર્ષ આં-
બિલે ॥ ઉપવાસેહો દશ સહસ કોડકે ॥
નરક આયુષ તું કાપીલે.॥૭॥એ વ્યાખ્યા
હો મધ્યમ ફળ જાણકે કેવળ લહે ઉત્કૃષ્ઠથી,
દસ ધારો હો એ અસિ સૂર્યહાસકે, મુષ્ટી
જ્ઞાને ગ્રહો મુષ્ટિથી ॥૮॥ નમો તત્રસ્સહો
ગણો દોય હજારકે ખમાસમણા બાર છે ॥
ગણો લોગસહો બાર કાઉસગ્ગ રૂપકે, સાચો
કર્મ કુહાર છે ॥૯॥ યથા શક્તિ હો કરો

તપ અનુકુળ કે સંયમ શ્રેણી આદરો ॥
તપ તપોહો વર્ધમાન પરિણામ કે ધર્મ
રત્નપદ અનુસરો ॥૧૦॥ ઇતિ

સજ્ઝાય. ૫.

હમસે દુર રહો તુમયાર
નકલી જૈન કહાને વાલે, નકલી જૈન૦
જૈનનું મર્મ ન જાને વાલે
હમસેં દુર રહો તુમ યાર    એ ટેક.
ભુલ્યા કુલ મર્યાદા ભાન,
બન્યા હવે હોટલીયા હેવાન;
કોઇ પેગંબર કોઇ કિરસ્તાન,
ફેશન નયા ચલાને વાલે.    હમસેં. ૧
અભક્ષ અનંત કાય ખોરાક,
ભાંગ બીડી બ્રાંડીની છાક;
બન્યા અબ ખરેખરા નાપાક,

વિધવા લગન કરાને વાલે. હમસે. ૨
તજ્યા નય નિક્ષેપ પ્રમાણ,
જીવરામ મિથ્યા અભિમાન;
માત પિતા ગુરૂનું નહિ જ્ઞાન,
મત પાખંડ બઢાને વાલે. હમસે. ૩
સટ્ટા શેત્રંજી જુઆ રમનાર,
ગરીબ જીવના કરે સંહાર;
કોરટ કેશરીઆ કરનાર,
સંઘમાં ઝઘ મચાને વાલે. હમસે. ૪
છોડયા ધર્મ નેમ વ્રત સર્વ,
ખાવે ધર્માદા દેવ દ્રવ્ય;
ભુલ્યા વાર તિથિને પર્વ,
પરનારી કે ફસાને વાલે. હમસે. ૫
ભુલ્યાં વિનય વિવેક વિચાર,
જ્યાં ત્યાં કરતા ભ્રષ્ટા ચાર;

ગર્દભ કુકરના અવતાર,
પ્રથર હુઈ બઢાને વાલે. હમસે. ૬
કામ ક્રોધ મદમાં ચક ચુર,
નખ શખ અપલક્ષણથી ભરપુર;
ગમાવ્યાં મુખડાં કેરાં નૂર,
જ્યાં ત્યાં ધૂળ ઉડાને વાલે. હમસે. ૭
રામાયણ છે અપરંપાર,
સુણતાં થાકે નરને નાર;
આતો ટુંકામાં સઘળું સાર,
ધર્મ રત્ન સમજાને વાલે. હમસે ૮

## નીચે લખેલાં પુસ્તકો શા. હીરાચંદ કકલભાઈ

### મેનેજર જૈન પાઠશાળા.

### ઠે. ફતાસાની પોળેથી મળશે.

| | |
|---|---|
| સમકીતના સડસઠ બોલની સજ્ઝાય અર્થ સહીત | ૦—૨—૦ |
| મોટું પંચપ્રતિક્રમણ સૂત્રાર્થ. | ૨—૮—૦ |
| પ્રશ્નોતર રત્ન ચીંતામણી. | ૦—૮—૦ |
| મૌન એકાદશી મોટી | ૩—૦—૦ |
| મૌન એકાદશીનુ ગુણણું. | ૦—૧—૦ |
| દીવાળીનુ સ્તવન | ૦—૦—૯ |
| સામાયક તથા ચૈત્યવંદન સૂત્ર અર્થ સહિત | ૦—૧—૦ |
| જીવ વિચાર સાર્થ | ૦—૪—૬ |
| નવતત્ત્વ સાર્થ કાચુ પુઠું | ૦—૮—૦ |
| પાકુ પુઠું. | ૦—૧૦—૦ |
| ચાર પ્રકરણ મૂળ | ૦—૩—૦ |
| કર્મ ગ્રંથ મૂળ છીટનું પાકુ પુઠું | ૦—૮—૦ |
| કાચુ પુઠું. | ૦—૬—૦ |